બાળકોનો મદદગાર



અથવા

મી० ઈ. આઈ. હાવર્ડ, એમ. એ., ના બનાવેલા

# ઇંગ્રેજી પેહલા પુસ્તકના શબ્દો.

ગુજરાતીમાં ઉચ્ચારો, વ્યાકરણ, તરજુમો અને વધારાસાથે.

આવૃત્તિ ત્રીજી.

નકલ ૧૦૦૦

બનાવનાર

હરીશંકર દામોદરની ક્રુ०



મુંબઈ,
યુનિયન પ્રેસમાં ન્હાનાભાઈ રૂસતમજી રાણીનાએ છાપ્યુંછે.
સન ૧૮૮૧.

કીમત બે આના.

# ALPHABETS. મુળાક્ષરો.

| Roman Letters. | | Italic ditto. | | Pica Script ditto. | | Pica Black ditto. | | Name. | નામ. | વર્ણ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| A | a | *A* | *a* | A | a | A | a | ay | એ | એ. આ. અ |
| B | b | *B* | *b* | B | b | B | b | bee | બી | બ. |
| C | c | *C* | *c* | C | c | C | c | see | સી | ક—સ |
| D | d | *D* | *d* | D | d | D | d | dee | ડી | દ—ડ |
| E | e | *E* | *e* | E | e | E | e | ee | ઈ | ઈ—એ—અ |
| F | f | *F* | *f* | F | f | F | f | eff | એફ | ફ |
| G | g | *G* | *g* | G | g | G | g | jee | જી | ગ—જ |
| H | h | *H* | *h* | H | h | H | h | aitch | એચ | હ |
| I | i | *I* | *i* | I | i | I | i | i | આઈ | આય—ઈ |
| J | j | *J* | *j* | J | j | J | j | jay | જે | જ—જ્ય |
| K | k | *K* | *k* | K | k | K | k | kay | કે | ક |
| L | l | *L* | *l* | L | l | L | l | el | એલ | લ—ળ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| M | m | *M* | *m* | M | m | M | m | em | એમ | મ |
| N | n | *N* | *n* | N | n | N | n | en | એન | ન—ણ |
| O | o | *O* | *o* | O | o | O | o | o | ઓ | ઓ |
| P | p | *P* | *p* | P | p | P | p | pee | પી | પ |
| Q | q | *Q* | *q* | Q | q | Q | q | cue | ક્યુ | ક્વ—ક |
| R | r | *R* | *r* | R | r | R | r | are | આર | ર |
| S | s | *S* | *s* | S | s | S | s | es | એસ | સ |
| T | t | *T* | *t* | T | t | T | t | tee | તી | ત—ટ |
| U | u | *U* | *u* | U | u | U | u | u | યુ | યુ—ઉ |
| V | v | *V* | *v* | V | v | V | v | vee | વી | વ |
| W | w | *W* | *w* | W | w | W | w | Double u | ડબલ્યુ | ઉવ |
| X | x | *X* | *x* | X | x | X | x | eks | એક્સ | ક્સ |
| Y | y | *Y* | *y* | Y | y | Y | y | wy | વાઈ | ય—ઈ |
| Z | z | *Z* | *z* | Z | z | Z | z | zee or zed | ઝી ઝેડ | ઝ—જ |

**1 2 3 4 5 6 7 8 9 10**

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦

| FIGURES. | | અંક. | |
|---|---|---|---|
| $\frac{1}{4}$ | (ઉવનક્વાર્ટર) | ચોથો ભાગ | |
| $\frac{1}{2}$ | (ઉવન હાફ) | અર્ધો | |
| $\frac{3}{4}$ | (થ્રી ક્વાર્ટર્સ) | પોણો | |
| 1 | (ઉવન) | ૧ | I |
| 2 | (ટુ) | ૨ | II |
| 3 | (થ્રી) | ૩ | III |
| 4 | (ફોર) | ૪ | IV |
| 5 | (ફાઈવ) | ૫ | V |
| 6 | (સિક્સ) | ૬ | VI |
| 7 | (સેવન) | ૭ | VII |
| 8 | (એટ) | ૮ | VIII |
| 9 | (નાઈન) | ૯ | IX |
| 10 | (ટેન) | ૧૦ | X |
| 11 | (ઇલેવન) | ૧૧ | XI |
| 12 | (ટુવેલ્વ) | ૧૨ | XII |
| 13 | (થર્ટીન) | ૧૩ | XIII |
| 14 | (ફોર્ટીન) | ૧૪ | XIV |
| 15 | (ફીફટીન) | ૧૫ | XV |
| 16 | (સીક્સટીન) | ૧૬ | XVI |
| 17 | (સેવનટીન) | ૧૭ | XVII |
| 18 | (એટીન) | ૧૮ | XVIII |
| 19 | (નૈન્ટીન) | ૧૯ | XIX |
| 20 | (ટુવેનટી) | ૨૦ | XX |
| 21 | (ટુવેનટી ઉવન) | ૨૧ | XXI |
| 22 | (ટુવેનટી ટુ) | ૨૨ | XXII |
| 23 | (ટુવેનટી થ્રી) | ૨૩ | XXIII |
| 24 | (ટુવેનટી ફોર) | ૨૪ | XXIV |
| 25 | (ટુવેનટી ફાઈવ) | ૨૫ | XXV |

ફીગર્સ.

| | | | |
|---|---|---|---|
| 1 | 26 | 51 | 76 |
| 2 | 27 | 52 | 77 |
| 3 | 28 | 53 | 78 |
| 4 | 29 | 54 | 79 |
| 5 | 30 | 55 | 80 |
| 6 | 31 | 56 | 81 |
| 7 | 32 | 57 | 82 |
| 8 | 33 | 58 | 83 |
| 9 | 34 | 59 | 84 |
| 10 | 35 | 60 | 85 |
| 11 | 36 | 61 | 86 |
| 12 | 37 | 62 | 87 |
| 13 | 38 | 63 | 88 |
| 14 | 39 | 64 | 89 |
| 15 | 40 | 65 | 90 |
| 16 | 41 | 66 | 91 |
| 17 | 42 | 67 | 92 |
| 18 | 43 | 68 | 93 |
| 19 | 44 | 69 | 94 |
| 20 | 45 | 70 | 95 |
| 21 | 46 | 71 | 96 |
| 22 | 47 | 72 | 97 |
| 23 | 48 | 73 | 98 |
| 24 | 49 | 74 | 99 |
| 25 | 50 | 75 | 100 |

## General view of the Letters Promiscuously dispŏsed.

AV BR CD CO DO FF HN IJ IL KR MW

GC OQ UV VY PB ST XZ.

as bd bp co dp er fi hk ij

il mn mw nu pq rt vx xz gy

### THE VOWELS. સ્વર.

a, e, i, o, u, y,
એ, ઈ, આઈ ઓ, યુ, વાઈ.

### THE CONSONANTS. વ્યંજન.

b, c, d, f, g, h, j, k, l, m, n, p,
બી, સી, ડી, એફ, જી, એચ, જે, કે, એલ, એમ, એન, પી,

q, r, s, t, v, w, x, y, z.
ક્યુ, આર, એસ, ટી, વી, ડબલ્યુ, એક્સ, વાય, ઝેડ.

Double and triple letters.

ﬀ ﬁ ﬃ ﬂ ﬄ

——o——

## Consonants and Vowels Combined.

## વ્યંજન તથા સ્વર જોડવાની રીત.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ba | બે | be | બિ | bi | બૈ | bo | બો | bu | બ્યુ | by | બાય |
| ca | કે | ce | સિ | ci | સૈ | co | કો | cu | ક્યુ | cy | સાય |
| da | ડે | de | ડિ | di | ડૈ | do | ડો | du | ડ્યુ | dy | ડાય |
| fa | ફે | fe | ફિ | fi | ફૈ | fo | ફો | fu | ફ્યુ | fy | ફાય |
| ga | ગે | ge | ગિ | gi | ગૈ | go | ગો | gu | ગ્યુ | gy | [illegible] |
| ha | હે | he | હી | hi | હૈ | ho | હો | hu | હ્યુ | hy | હાય |
| ja | જે | je | જિ | ji | જૈ | jo | જો | ju | જ્યુ | jy | જાય |
| ka | કે | ke | કિ | ki | કૈ | ko | કો | ku | ક્યુ | ky | કાય |
| la | લે | le | લિ | li | લૈ | lo | લો | lu | લ્યુ | ly | લાય |
| ma | મે | me | મિ | mi | મૈ | mo | મો | mu | મ્યુ | my | માય |
| na | ને | ne | નિ | ni | નૈ | no | નો | nu | ન્યુ | ny | નાય |
| pa | પે | pe | પિ | pi | પૈ | po | પો | pu | પ્યુ | py | પાય |
| ra | રે | re | રિ | ri | રૈ | ro | રો | ru | રૂ | ry | રાય |
| sa | સે | se | સિ | si | સૈ | so | સો | su | સ્યુ | sy | સાય |
| ta | તે | te | તી | ti | ટૈ | to | ટો | tu | ટ્યુ | ty | ટાય |
| va | વે | ve | વિ | vi | વૈ | vo | વો | vu | વ્યુ | vy | વાય |
| za | ઝે | ze | ઝિ | zi | ઝૈ | zo | ઝો | zu | ઝ્યુ | zy | ઝાય |

## Lessons on the vowels I. સ્વરો વિષે પાઠ ૧ લો.

O (long) ઓ (દીર્ઘ.)
No (નો) *ad.* નહીં, ન, ના.
So (સો) *ad.* એમ, તેમ, એટલું.
Lo (લો) *int.* જુઓ, જો.
Go (ગો) *v.* જઇએ, જવું.

E (long) ઈ (દીર્ઘ)
Me (મી) *pron.* મને.
Ye (ઈ) *pron.* તમે.
Be (બી) *v.* થવું, હોવું.
We (વિ) *pron.* હમે, આપણે.

હમે જઇએ છીએ. એમ થાવ. તમે જાઓ. હમે એમ જઇએ છીએ. એમ તમે થાઓ. જુઓ અમે જઇએ છીએ.

—o—

## Lesson II. ( 2 ) પાઠ ૨ જો.

A (short) *art.* એ (રહસ્વ.)
An (ઍન્) *a.* એક.
Am (ઍમ્) *v.* છું, છઊ.
As (ઍઝ્) *ad.* જેમ, જે પ્રમાણે.
At (ઍટ્) *prep.* કડે, તરફ, બાજુ, ભણી.

I (short) *pron.* આઈ (રહસ્વ) હું.
In (ઈન્) *prep.* અંદર, માહિ.
Is (ઈઝ્) *v.* છે.
It (ઈટ્) *pron.* તે.
If (ઈફ્) *conj.* જો, અગર.

તે એમ છે! તે તેમ છે. જુઓ, તે પેલા છે. જો તમે જાઓ તો હું જાઊ. અમે અંદર જઇએ છીએ. તે તેમાં છે કે? તે તેમાં છે. જો તે એમ હોય તો હું જાઊ.

—o—

## Lesson III. ( 3 ) પાઠ ૩ જો.

O (short) ઓ (રહસ્વ) .
On (ઑન્) *prep.* ઉપર.
Ox (ઑક્સ) *s.* બળદ.
Of (ઑફ્) *prep.* નો, ની, નુ, ના.

Not (નૉટ્) *ad.* નહી.
U (short) યુ (હ્રસ્વ)
Up (અપ) *ad.* ઉપર.
Us (અસ) *pron.* હમને, આપણને.

I (long) આય (દીર્ઘ.) Y (equal to I long) વાઈ, (આઈ, માફક દીર્ઘ.)
My (માઈ) મારૂં. By (બાઈ) પાસેથી, બાજુથી.

હું એમ કરું. તે મહારો બળદ છે. તમે ઉપર જાઓ. અમે બાજુથી જઈએ છીએ. શું તે માહારો બળદ નથી? તે બળદપર છે શું? તે યૂ છે, વી નથી.

—o—

## Lesson IV. ( 4 ) પાઠ ૪ થો.

O (unusual pronunciation as oo) ઉ.
Do (ડુ) *v.* કરવું.
To (ટુ) *prep.* ને, તરફ, પાસે.
Lose (લુઝ) *v.* ખોવું.

O (broad) (પહોળો) ઑ.
Or (ઑર) *conj.* અથવા, કે.
For (ફૉર) *prep.* વાસતે, સારૂં.
(Saw) (સૉ) *v.* & *s.* જોયું, ચીરવું, કરવત

E (Short) ઈ (રહસ્વ.)

Pen (પેન્) *s.* કલમ.
Let (લેટ્) *v.* પરવાંનગી આપવી.
Mend (મેન્ડ) *v.* ઘડવું, સમારવું.
Get (ગેટ) *v.* મેળવવું.

Fell (ફેલ) *v.* પડવું.
Tell (ટેલ) *v.* કેહેવું.
Well (વેલ) *ad.* & *s.* સારૂ; કુવો.
Yes (યસ) *ad.* હા, જી.

બીજાને જાઓ! હા! ચાલો આપણે જઈએ. એક બળદ કુવામાં પાડયો. મહારી કલમ ઘડો. તે વિશે મને કહો. એમ કરતા નહી. અમને એક કલમ મેળવવા દો. તે કલમ સારી ઘડજો. તે બળદ ખોતા નહી.

—o—

## Lesson V. ( 5 ) પાઠ ૫ મો.

A (open) અ (દીર્ઘ)

Ask (આસ્ક) *v.* પુછવું.
Cask (કાસ્ક) *s.* પીપ.
Fast (ફાસ્ટ) *ad.* જલદી, અપવાસ.

Far (ફાર) *ad.* દુર, વેગળું.
Glass (ગ્લાસ) *s.* કાચ.
Dark (ડાર્ક) *ad.* અંધારૂં.

તે કાચ પડયો. તે બળદ માતેલો છે. તે પીપ ઉપર લાવો. અંધારૂ થયું. તે દુર છે કે શું તે પુછો. શું તે દુર નથી?

---

## Lesson VI. ( 6 ) પાઠ ૬ ઠો.

Bad (બૅડ) *a.* ખરાબ.
Lad (લૅડ) *s.* છોકરો.
Hat (હૅટ્) *s.* ટોપી.
Cat (કૅટ્) *s.* બીલાડી.
Man (મૅન) *s.* મનુષ્ય.
Can (કૅન્) *s. & v.* પ્યાલો, શકવું.
Ran (રૅન) *v.* દોડયો.
Mat (મૅટ) *s.* ચટાઈ, સાદડી.
Fat (ફૅટ્) *a. & s.* જાડું, ચરબી.
Rat (રૅટ) *s.* ઉંદર.

એક બીલાડી દોડી ગઈ. તે છોકરાને પુછો. તે ખરાબ માણસ પડયો. એક ખરાબ સાદડી. અમે જઈ શકતા નથી. તે છોકરો બીછાનામાં છે. ચાલો આપણે એક બીલાડી મેળવીએ. તે બળદ દોડી ગયો. તે માણસ દુર દોડી ગયો. તે કુતો દુર નથી.

---

## Lesson VII. ( 7 ) પાઠ ૭ મો.

Bit (બિટ્) *s. & v.* ટુકડો, કરડયો.
Sit (સિટ્) *v.* બેસવું.
Kid (કિડ) *s.* બકરીનું બચ્ચુ.
Did (ડિડ્) *v.* કીધું.
Sin (સિન્) *s.* પાપ.
Six (સિક્સ) *a.* ૭.
Him (હિમ) *pron.* તેને.
Will (વિલ) ભવિષ્ય કાળની નીશાની, શે; શો; શું.
Give (ગીવ) *v.* આપવું.

તે બકરીનું બચ્ચું પુછે છે? હા, તે છે. મારા છોકરા, પાપ ખરાબ છે. હે માણસ, મને એક કલમ આપ. તેને કલમ ઘડવા દો. હું તેના ઉપર બેઠો નહીં. અમે ૭ વાગતે ઉઠીએ છીએ. હા, તે મને આપો. જો તમે

મને સુવા જવાને કેહેશો તો હું જઈશ. તેને બેસવા સારૂ બીછાનુ કે સાદરી આપો. તે બલદને કુવા પાસે જવા દેતા ના.

—o—

## Lesson VIII. ( 8 ) પાઠ ૮ મો.

Dog (ડૉગ) s. કુતરો.
Hot (હૉટ) a. ગરમ; ભારે ઉન્હણ.
Beg (બૅગ) v. માંગવું, વિનવ્વુ.
Sun (સન્) s. સુરજ, તડકો.
Cut (કટ્) v. કાપવું, જખમ.
And (ઍન્ડ્) conj. અને.
The (ધિ) art. તે.
Then (ધૅન) ad. ત્યારે, પછી.
But (બટ્) conj. પણ, માત્ર, શિવાય.
This (ધિસ) pron. આ, એ.
That (ધૅટ્) pron તે, પેલો.
Wit (વિટ) s. તીક્ષણ, ચાતુર્ય.

આ કુત્રો છે કે પેલી બીલાડી? તે મને કહો. તે આ કુત્રો નથી પણ પેલી બીલાડી છે. જો તે કુત્રો નહી, તો તે બીલાડી છે. આ કલમ કાપો અને મારે સારૂ ઘડો. તે છોકરો કુવા આગલ ઝડપથી દોડયો અને પડયો. તાપ એટલો તો પડેછે કે માહારાથી જવાનુ નથી. જો તડકો ભારે હોય તો એટલા દુર જતા ના. તે માણસ પાસેથી તે બીલાડી અને ઊંદર દોડી ગયાં. તે બકરીનુ બચ્ચું પુષ્ટ નથી પણ તે બળદ છે. તે બીલાડુ કુવામાં છે, ચાલો આપણે તેને બાહર કાઢીએ. તાપ લાગેછે, માટે હું વિનંતી કરૂંછું કે જલદી દોડતા નહી.

—o—

## Lesson IX. ( 9 ) પાઠ ૯ મો.

Face (ફેસ) s. ચેહેરો.
Pale (પેલ) a. ફીક્કો.
Hate (હેટ) v. ધિક્કારવું.
Cane (કેન) s. નેતર, છડી.
Has (હૅઝ) v. પાસેછે.
Sore (સોર) a. સુજેલુ.

Cure (ક્યુર) v. સારૂં કરવું.
Use (યુઝ) v. ઉપયોગ કરવો.
Lie (લાય) v. જુઠું, પડવું.
Have (હૅવ) v. પાસે છે.
Rice (રાઇસ) s. ચોખા, ભાત.
Nice (નાઇસ) a. સારૂં.
Fine (ફાઇન) a. સુંદર, રળીઆંમણુ.
Bite (બાઇટ) v. કરડવું.
Shall (શૅલ) ભવિષ્યકાળની નિશાની—શે, શો, શું.
Home (હોમ) s. ઘર.
Bone (બોન) s. હાડકુ.
Hole (હોલ) s. છિદ્ર, વેહ, બાક.
Pole (પોલ) s. કાઠી, વાંસ.
You (યુ) pron. તમે.

તેનો ચેહરો રૂડો છે. કોઈ માણસને ધિક્કારતા નહી. હું પુછુંછું કે મારો સુજેલો પગ તે સારો કરી શકશે? તે સારા ચોખા મને આપો. ચાલો આપણે ઘેર જઈયે. તમે જશો કે નહી? તે પેટી નેતરની બનાવેલી છે. જુઠું બોલવું એ પાપ છે. આ કલમ હું વાપરી શકતો નથી. માહારી બીલાડીએ તે ઉંદરને કરડીઓ નહી. તે કુત્રા પાસે એક હાડકુ છે. તે બાંકુમાં એક નાકું છે. જો મારાથી બનશે તો હું એક બીલાડી લાવીશ. તે કુત્રાનો પગ સુજેલો છે, નહીં વારૂ? હું એક બળદ લાવનાર નથી, અરે નહી. માહરી પાસે એક સુંદર કુત્રો છે, નહીં વારૂં?

---

## Lesson X. ( 10 ) પાઠ ૧૦ મો.

I (આય) pron. હું.
Me (મી) pron. મને.
My (માય) pron. માહરૂં.
Mine (માઇન) pron. માહરૂ.
Thou (ધાઉ) pron. તું.
Thee (ધી) pron. તને.
Thy (ધાય) pron. તાહરૂં.
Thine (ધાઇન) pron. તાહરૂં.
He (હી) pron. તે, પેલો.
Him (હિમ્) pron. તેને.
His (હિઝ) pron. તેનુ.
His (હિઝ) pron. તેનુ.

She (શી) *pron.* તે, પેલી.
Her (હર) *pron.* તેણીને, પેલીને.
Her (હર) *pron.* તેણીનુ, પેલીનુ.
Hers (હર્સ) *pron.* તેણીનુ, પેલીનુ.
It (ઇટ) *pron.* તે,
It (ઇટ) *pron.* તેને.
Its (ઇટસ) *pron.* તેનુ.
We (વિ) *pron.* અમે, આપણે.
Us (અસ) *pron.* હમને.
Our (અવર) *pron.* અમારૂ.
Ours (અવર્સ) *pron.* હમારૂ.
Ye or you (ઈ ઑર યુ) *pron.* તમે અથવા તમો.
You (યુ) *pron.* તમને.
Your (યૉર) *pron.* તમારૂ.
Yours (યૉર્સ) *pron.* તમારૂ.
They (ધે) *pron.* તેઓ.
Them (ધેમ) *pron.* તેઓને, તેમને.
Their (ધેર) *pron.* તેઓનું.
Theirs (ધેર્સ) *pron.* તેઓનું, તેમનું.
This (ધિસ) *pron.* આ.
These (ધીઝ) *pron.* આઓ.
That (ધેટ) *pron.* તે.
Those (ધોઝ) *pron.* તેઓ.
As (ઍઝ) *ad.* જેમ, જેપ્રમાણે.
So (સો) *ad.* એવું, તે પ્રમાણે.
When (હ્વેન) *ad.* જ્યારે, ક્યારે.
Then (ધેન) *ad.* ત્યારે.
How (હાઉ) *ad.* કેમ.
So (સો) *ad.* એમ.
What (હ્વોટ) *pron.* શું.
That (ધેટ) *pron.* તે, કે.
Help (હેલ્પ) *v.* મદદકરવી.
Sick (સિક) *a.* આજારી.
Rich (રિચ) *a.* પૈસાદાર, માતબર.
Good (ગુડ) *a.* સારૂં.
Boy (બૉય) *s.* છોકરો.
Like (લાઇક) *v.* ચાહવું.

હુ મનુષ્ય છું. તુ છોકરો છે. તે ફીકો છે. પેલી આજારી છે. તે સારૂ છે. અમે પૈસાદાર નથી. તમે સારા છોકરા છો. તેઓ સારા છોકરા નથી. આ કુત્રો-આઓ કુત્રાઓ. તે બીલાડી-તે બીલાડીઓ. તમે ઘેર ક્યારે ગયા? હું તે વખતે ઘેર ગયો નહીં. આ કેમ છે? એમ તે છે, અથવા તે એમછે.

—0—

## Lesson XI. ( 11 ) પાઠ ૧૧ મો.

Do-ing (ડુઈંગ) *p. p.* કામ કરતાં.
Run-ning (રનિંગ) *p. p.* દોડતાં.
Mend-ing (મેન્ડિંગ) *p. p.* ઘડતાં.

તે માણુસ શું કરે છે તે મને કહો. તે તે છોકરા સારૂ એક કલમ ઘડેછે. તે જે કરેછે તે એજછે. તે છોકરો કુવા પાસે દોડેછે. આ માહરે સારૂ કરો. હું તમારે સારૂ તે કરીશ. આ માહરો કુત્રો છે. આ કુત્રો માહરો છે. હું તેને વાસ્તે જઈસ. તે એટલી તો સારી છે કે હું તેણીને ચાહુંછું. પાપ ખરાબછે, હું તેને ધિકારૂંછું. પેલો તેનો બળદ છે. તે બળદ તેનો છે. ઓ ભલા માણુસ અમને મદદ કર. હું તમને મદદ કરીશ. તે ચોખાં તેઓને આપો. તે ઊંદરો દોડી ગયા. તેઓને કુત્રે કરડયા. એ ચોખા તમારા છે.

---o---

## Lesson XII. ( 12 ) પાઠ ૧૨ મો.

Ship (શિપ) *s.* વાહણ.
Share (શેર) *s.* ભાગ.
Shop (શૉપ) *s.* દુકાન.
Short (શૉર્ટ) *a.* ઠીંગણું.
Shore (શોર) *s.* કિનારો.
More (મોર) *a.* વધારે.
Stick (સ્ટિક) *s.* લાકડી.
Stare (સ્ટેર) *v.* તાકીને જોવું.
Slate (સ્લેટ) *s.* પાટી.
Chin (ચિન) *s.* હડપચિ.
Wish (વિશ) *v.* ઇછવું.
Shut (શટ) *v.* બંધ કરવું.
Chip (ચિપ) *s.* ચીપ, કટકો.
Much (મચ) *a.* પુષ્કલ, વધારે.
Knife (નાઈફ) *s.* ચાકુ, છરી.

તે વાહણ કિનારે પહોંચ્યું છે. મારો ભાગ તેનાથી વધારે છે. તમે શ્રીમંત થવા ઈચ્છોછો શું? હું ઈચ્છતો નથી. માહરા છોકરા, માહરે સારૂ દુકાન બંધ કર. તે લાકડી તે માણસને આપો. તે છોકરો

ઢીંગણો છે, પણ ખરાબ નથી. તે છોકરાને તેનો ચોખાનો ભાગ આપો. તે કિનારા ઉપર દોડછે. તે ચિપછે કે શિપ? મેં માહરી હડપચી ચાકુથી કાપીછે. તેઓ શ્રીમંત થવા ઇચ્છેછે. આ તેની દુકાન છે. તે છોકરા પાસે તેની પાટી છે. તે માણસ સારો નથી. હું મારો ભાગ લેવા ઇચ્છુંછુ અને વધારે નહીં. દુકાન બંધ કરવાનો વખત થયોછે.

——0——

## LESSON XIII. ( 13 ) પાઠ ૧૩ મો.

I have (આઇ હૅવ) મારી પાસે છે.
Thou hast (ધાઉ હૅસ્ટ) તારી પાસે છે.
He has (હી હૅઝ) તેની પાસે છે.
We have (વિ હૅવ) અમારી પાસે છે.
You have (યુ હૅવ) તમારી પાસે છે.
They have (ધે હૅવ) તેઓની પાસે છે.
I shall be (આઇ શૅલ બી) હું હોઇશ.
Thou wilt be (ધાઉ વિલ્ટ બી) તું હોશે.
He will be (હી વિલ્ બી) તે હોશે.
We shall be (વિ શૅલ્ બી) અમે હોશું.
You will be (યુ વિલ બી) તમે હોશો.
They will be (ધે વિલ બી) તેઓ હોશે.

Made (મેડ) *v.* કર્યું, કીધું.
Truth (ત્રુથ) *s.* સાચું.
Ear (ઇઅર) *s.* કાન.
Wrong (રૉંગ) *a.* ખોટું.
Hear (હિયર) *v.* સાંભળવું.

First (ફર્સ્ટ) *ad.* પેહલું.
Like (લાઇક) *v.* ચાહવું.
Speak (સ્પીક) *v.* બોલવું.
Best (બેસ્ટ) *a.* ઉત્તમ, સારામાં.
Book (બુક) *s.* ચોપડી, પુસ્તક.

**Who** (હુ) *pron.* કોણ.
Of whom, whose (ઑફ હુમ, હુઝ) કોણનું.
To whom (ટુ હુમ) કોણને.
**Whom** (હુમ) *pron.* કોણને.
O thou, who (ઓ ધાઉ, હુ) અરે તું કે જે—જેણે.
By whom (બાઈ હુમ) કોણથી.
What (ઉવૉટ) *pron.* શું, કયો.
Of what, to what (ઑફ ઉવૉટ, ટુ ઉવૉટ) શાનુ, શાને.
What man (ઉવૉટ મૅન) કયો માણસ.
What thing (ઉવૉટ થિંગ) કઈ વસ્તુ.
Why (ઉવાય) *ad.* કેમ, શા માટે.
Be-cause (બિ કૉઝ) *con.* કારણકે.
Therefore (ધેરફોર) *ad.* તેટલા સારૂ.
When (ઉવ્હેન) *ad.* ક્યારે, જ્યારે.
Then (ધેન) *ad.* ત્યારે.
Now (નાઉ) *ad.* હમણા.
Where (ઉવ્હેર) *ad.* ક્યાં, જ્યાં.
Here (હીઅર) *ad.* અહીંઆ.
There (ધેર) *ad.* ત્યાં.

તે કોણ છે? તે હું છું. તે શું છે? બિલાડી. આ નેતર કોની છે? મારી, તે મારી છે. તમે કોણને વિશે બોલોછો? તમારા વિશે. અરે તું જેણે સર્વ વસ્તુ ઉત્પન્ન કરીછે તે મારૂં સાંભળ. જેને સાંભળવાને કાનછે તેને સાંભળવા દેઓ. કયો છોકરો પોતાનો પાઠ ઉત્તમ કરેછે? આ છોકરો. તે કે જેણે કાન બનાવ્યા, તે શું સાંભળી શકશે નહીં. જે કોઈ જુઠું બોલેછે તે ખરાબ માણસ છે. તે બળદ ક્યાંહાં છે? તે બળદ અહીંઆં છે. સર્વ વસ્તુ કોણે કીધી? આપણે સાચુ શા માટે બોલવું જોઈએ? કારણ એમ કરવુ સારૂ છે. તેટલા વાસ્તે અમે જુઠું બોલશું નહીં.

## LESSON XIV. ( 14 ) પાઠ ૧૪ મો.

Goat (ગોટ) s. બકરૂં.
Boat (બોટ) s. મછવો.
Coast (કોસ્ટ) s. કાંઠો, કીનારો.
Crowd (ક્રાઉડ) s. ભીડ, ગર્દી.
Proud (પ્રાઉડ) a. મગરૂબ.
Owl (આઉલ) s. ઘુવડ.
Look (લુક) v. જોવું.
Book (બુક) s. પુસ્તક, ચોપડી.
Cook (કુક) s. બબરચી.
Oil (ઑઇલ) s. તેલ.
Boil (બૉઇલ) v. રાંધવું, પકાવવું.
Coil (કૉઇલ) v. વીટાળવું.
School (સ્કુલ) s. નિશાળ.
Fool (ફુલ) s. મુર્ખ.
Rule (રૂલ) s. કાયદો, રીત.
Soul (સોલ) s. આત્મા.
Hole (હોલ) s. આંધરૂં.
Blow (બ્લો) s. & v. ફટકો; ફુકવું.
Floor (ફ્લોર) s. પાટીઆની જમીન.
Door (ડોર) s. દરવાજો.
Bore (બોર) v. વેહ પાડવું.
All a. (ઑલ) સર્વ.
Call (કોલ) v. બોલાવવું.

Fall (ફૉલ) v. પડવું.
Bee (બી) s. મધમાખી.
See (સી) v. જોવું.
Sea (સી) s. સમુદ્ર.
Day (ડે) s. દિવસ.
Way (વે) s. રસ્તો.
Bay (બે) s. અખાત.
Tail (ટેલ) s. પુછડી.
Pain (પેન) s. દુઃખ.
Gray (ગ્રે) a. કાબરચીતરૂં.
Dare (ડૅર) v. હિમત રાખવી.
Bare (બૅર) a. ખુલ્લુ, ઉઘાડું.
Fair (ફૅર) a. ખુબસુરત.
Mere (મિઅર) a. માત્ર, ફક્ત.
Ap-pear (ઍપીઅર) v. દેખાવું.
Clear (ક્લિઅર) a. સાફ.
One (વન) a. એક.
Gun (ગન) s. તોપ.
Stun (સ્ટન) v. કાન ફોડવા.
Hurt (હર્ટ) v. દુઃખ દેવું.
Fir (ફર) s. સરોવરનું ઝાડ.
Fur (ફર) s. રૂવાં.
Stir (સ્ટર) v. હલાવવું.

Worse (ઉવર્સ) *a.* વધારે ખરાબ.
Purse (પર્સ) *s.* પૈસાની કોથળી.
Bring (બ્રિંગ) *v.* લાવવું.
Wing (ઉવિંગ) *s.* પાંખ.
Sting (સ્ટિંગ) *s.* ચટકો, ડંખ.

ભાત હલાવો. દિવસ ગુજરી ગયોછે. તે વાહણ અખતમાં છે તે રસ્તેથી જતા નહીં. કુત્રાને રૂવાં હોયછે? એવું કરવાને તમે હીમત કેમ કરોછો? તેનું માથું ઉઘાડું છે. હું તેને ત્યાં જોઉંછું. તે બકરા તરફ જુઓ. તે વહાણ સમુદ્રમાં છે. દરવાજામાં એક નાંકુ પાડો. તમે અહીં કયારે દેખાશો? હું માત્ર એક ચીજ માગુંછું આજ દિવસ ઉઘાડનો છે. તોપનો અવાજ માહરા કાન બેહરા કરેછે એ ઉત્તમ માર્ગ છે. તમને કંઈ ઈજા થઈછે? નિશાળનો દરવાજો બંધ કરો. ત્યાં ભીડ છે. જુઓ ત્યાં એક મધમાખી છે. તે sea છે કે see છે? તે કલમ જમીન ઉપર છે. તે મછવો કિનારા ઉપર છે.

———o———

## LESSON XV. ( 15 ) પાઠ ૧૫ મો.

I was (આઈ ઉવૉઝ) હું હતો.
Thou wast (धाઉ ઉવૉસ્ટ) તું હતો.
He was (હી ઉવૉઝ) તે હતો.
We were (ઉવિ ઉવર) અમે હતાં.
You were (ईયુ ઉવર) તમે હતાં.
They were (ધે ઉવર) તેઓ હતાં.
I see (આઈ સી) હું જોઉંછું.
Thou seest (धाઉ સીસ્ટ) તું જોયછે

He sees (હી સીઝ) તે જોયછે.
We see (ઉિવ સી) અમે જોઇએ છીએ.
You see (યુ સી) તમે જુવોછો.
They see (ધે સી) તેઓ જોયછે.
I saw (આઈ સો) મેં જોયું.
Thou sawest (ધાઉ સૉઍસ્ટ) તેં જોયું.
He saw (હી સૉ) તેણે જોયું.
We saw (ઉિવ સૉ) અમે જોયું.[1]
You saw (યુ સૉ) તમે જોયું.
They saw (ધે સૉ) તેઓએ જોયું.

Hoof (હૂફ) s. ખરી.
Horn (હૉર્ન) s. શિંગડું.
Hair (હૅર) s. વાળ.
Wood (ઉવુડ) s. લાકડું.
Fur (ફર) s. રૂવાં.
Skin (સ્કિન) s. ચામડી.
Back (બૅક) s. પીઠ.
Head (હૅડ) s. માથુ.
Mouth (માઉથ) s. મોહડું.
Legs (લેગ્સ) s. પગો.
Tooth (ટૂથ) s. દાંત.
Teeth (ટીથ) s. દાંતો.
Foot (ફૂટ) s. પગ.
Feet (ફીટ) s. પગો.
Bal-vant (બળવંત) s. બળવંત.
Ba-pu (બાપૂ) s. બાપૂ.
Go-vind (ગોવિંદ) s. ગોવિંદ.
Vish-nu (વિષ્ણુ) s. વિષ્ણુ.

વિષ્ણુ સારો છોકરો છે. બળવંત સારો છોકરો નથી. ગોવિંદ ખરાબ છોકરો છે, પણ વિષ્ણુ નથી. દિવસ ખુલ્લો રહેશે. મેં એક કુત્રો અને છ બકરા જોયા. તેઓ ઉત્તમ રસ્તે જશે. બકરાને સિંગડાં અને ખરી હોયછે. બળદને શિંગડાં અને ખરી હોયછે. કુત્રા કરતાં બકરાને વાળ વધારે હોયછે. તે મુર્ખછે. કેમ વારૂં? તે જુઠું બોલેછે.

તેણે મને પેહલાં જોયો. તે માણસની ચામડી સફાઈદાર હતી. તે છોકરાને બોલાવો. મારા છોકરા, અમારી પાસે આવ. બકરાની ચામડી વાળવાળી હોયછે. મારા છોકરા, તે પુસ્તક લાવ. સ્પષ્ટ બોલો. બળદને વાળ હોયછે, રૂવાં નથી હોતાં.

—o—

## Lesson XVI. ( 16 ) પાઠ ૧૬ મો.

I do (આઈ ડુ) હું કરૂંછું.
Thou dost (ધાઉ ડસ્ટ) તું કરેછે.
He does (હી ડઝ) તે કરેછે.
We do (વિ ડુ) અમે કરીએ છીએ.
You do (યુ ડુ) તમે કરોછો.
They do (ધે ડુ) તેઓ કરેછે.
I did (આઈ ડિડ) મેં કીધું.
Thou didst (ધાઉ ડિડસ્ટ) તેં કીધું.
He did (હી ડિડ) તેણે કીધું.
We did (વિ ડીડ) આપણે કીધું.
You did (યુ ડીડ) તમે કીધું.
They did (ધે ડિડ) તેઓએ કીધું.
I shall do (આઈ શૉલ ડુ) હું કરીશ.
Thou wilt do (ધાઉ વિલ્ટ ડુ) તું કરશે.
He will do (હી વિલ ડુ) તે કરશે.
We shall do (વિ શૉલ ડુ) અમે કરશું.
You will do (યુ વિલ ડુ) તમે કરશો.
They will do (ધે વિલ ડુ) તેઓ કરશે.

Good (ગુડ) *a.* સારૂ.
Bet-ter (બૅટર) *a.* વધારે સારૂં.
Best (બૅસ્ટ) *a.* ઉત્તમ.
Tall (ટૉલ) *a.* ઊંચો.
Tall-er (ટૉલર) *a.* વધારે ઊંચો.
Tall-est (ટૉલેસ્ટ) *a.* સર્વથી ઊંચો.
Small (સ્મૉલ) *a.* નાહનું.
Small-er (સ્મૉલર) *a.* વધારે નાહનું.
Small-est (સ્મૉલેસ્ટ) *a.* સર્વથી નાહનું.
Lit-tle (લિટલ) *a.* થોડું.
Less (લેસ) *a.* વધારે થોડું.
Least (લીસ્ટ) *a.* સર્વથી થોડું.
Bad (બૅડ) *a.* ખરાબ.
Worse (ઉવર્સ) *a.* વધારે ખરાબ.
Worst (ઉવર્સ્ટ) *a.* સઉથી ખરાબ.
Much (મચ્ય) *a.* ઘણું.
More (મોર) *a.* વધારે.
Most (મોસ્ટ) *a.* સઉથી ઘણું.
Large (લાર્જ) *a.* મોહોટું.
Larg-er (લાર્જર) *a.* વધારે મોટું.
Larg-est (લાર્જેસ્ટ) *a.* સઉથી મોટું.

તમારા કરતાં હું તેને વધારે ચાહુંછું. મને તે સમજાામાં ગમેછે. હું તમારે સારૂ મારાથી બનશે તેટલું કરીશ. વિષ્ણુ બળવંત કરતાં સારો છે. તે છોકરા કરતાં તે માણસ ઊંચો છે. માહરે સારૂ તેઓથી જે બનશે તે તેઓ કરશે. માણસને આત્મા છે. ગાયને આત્મા નથી. ગોવિંદના વાળ કાબરચીત્રાછે. મછવા કરતાં વાહણ મોહટું છે. મારો કાન દુખેછે. તે કુવા ઉપર મેં એક ઘુવડ જોયું. ચોખા રાંધો અને (ડાંડો દેઓ) હલાવો. તે ખરૂં બોલતો નથી. હું તે દુકાન બંધ કરીશ. મને સમુદ્ર દેખાતો નથી. તેઓને વાસ્તે જે મારાથી બનશે તે હું કરીશ. તે રસોઈઆને મારી પાસે બોલાવો. મને થોડાક વધારે ભાત આપો. મેં તે વાહણ જોયું નહી. વાહાણ કરતાં મછવો નાહનો હોયછે. તે દરવાજો દેવદારના લાકડાંનો કરેલોછે.

—0—

## Lesson XVII. ( 17 ) પાઠ ૧૭ મો.

Creep (ક્રીપ) *v.* પેટે ચાલવું.
Frog (ફ્રૉગ્) *s.* દેડકો.
Walk (ઉવૉક) *v.* ચાલવું.
Crawl (ક્રૉલ) *v.* પેટે ચાલવું.
Jump (જમ્પ) *v.* કુદવું.
Worm (ઉવર્મ) *s.* કીડો.
Egg (એગ્) *s.* ઈંડું.
Herb (અર્બ) *s.* વનસ્પતિ.
Hill (હિલ્) *s.* ટેકરી.
Earth (અર્થ) *s.* પૃથ્વી, ભૂમી.
Swim (સ્વિમ્) *v.* તરવું.
Night (નાઈટ્) *s.* રાત.
Fruit-ful (ફ્રુટ્ફુલ) *a.* ફળદાયક.
Leaf-leaves (લીફ્-લીવ્ઝ) *s.* પાતરૂં; પાનો-પાંદડાં.
Grass (ગ્રાસ) *s.* ઘાસ.
Live (લીવ) *v.* જીવવું.
Law (લૉ) *s.* કાયદો.
Plant (પ્લૅન્ટ) *s.* નાહનું ઝાડ.
Tree (ટ્રી) *s.* ઝાડ.
World (ઉવર્લ્ડ) *s.* દુનિયા.
Fly (ફ્લાઈ) *v.* ઉડવું.
Day (ડે) *s.* દિવસ.

Town (ટાઉન્) *s.* શેહેર.
Field (ફીલ્ડ્) *s.* ખેતર.
Milk (મિલ્ક) *s.* દુધ.
A-live (અલાઈવ) *a.* જીવતો.
Full (ફુલ્) *a.* ભરેલું.
Use-ful (યુસફુલ) *a.* ઉપયોગી.
Care-ful (કેરફુલ્) *a.* સાવચેત.
Part-ly (પાર્ટલી) *ad.* થોડુંક.
Fish (ફિશ્) *s.* માછલી.
Bird (બર્ડ) *s.* પક્ષી.
Rain (રેન્) *s.* વરસાદ.
Wa-ter (ઉવૉટર્) *s.* પાણી.
Land (લૅન્ડ્) *s.* જમીન.
Beast (બીસ્ટ) *s.* જનાવર, હેવાન.
Up (અપ) *ad.* ઉપર.
Down (ડાઉન્) *ad.* નિચે.
By, to, from, (બાઈ, ટુ, ફ્રોમ) *prep.* પાસેથી, ને, માંથી.
A-bout, (અબાઉટ) *prep.* વિશે.
With (ઉવિથ) *prep.* સાથે.
With-out (ઉવિધાઉટ્) *prep.* શિવાય.
Around (અરાઉન્ડ્) *prep.* આસપાસ.
Near (નિઅર્) *ad.* પાસે.
A-far (અફાર્) *ad.* દુર.

Off, on (ઑફ, ઑન) *ad.* દુર, ઉપર.
Stand-ing (સ્ટેન્ડિંગ) *p. p.* ઉભેલું.
Sit-ting (સિટિંગ) *p. p.* બેસતાં.
Ly-ing (લાઈંગ) *p. p.* પડતાં, રેહેતાં.

ટેકડી ઉપર દોડો. શેહેરભણી ચાલો. નિરાતે ચાલતા થાઓ. હું તે માણસ સાથે ગયો નહી. પૃથ્વિનો કંઈક ભાગ જમીન છે. પૃથ્વિનો કંઈક ભાગ પાણી છે. તે તોપથી શાવચેત રેહજો. ઝાડોને પાંદડાં હોયછે. કુત્રાંને વાળ હોયછે. માહરા વગર જતા ના. તે છોકરો દરવાજા પાસે બેઠોછે. તે તારો ઘણો દુર પ્રકાશેછે. તે બળદ ખેતરમાં ઉભોછે. બળદ ઘાસ ખાઈ જીવેછે. વિષ્ણુ, ગોવિંદ સાથે જા. તે સુંદર ઝાડ છે. વનસ્પતિ માણસને ઉપયોગી છે. કેવી સારી ટેકડી! તમે ક્યાં રહોછો? માછલીઓ તરેછે. કીડા પેટે ચાલેછે. દેડકાઓ કુદેછે. પક્ષીઓ ઉડેછે. કુત્રા દોડેછે. માણસો ચાલેછે.



## LESSON XVIII. ( 18 ) પાઠ ૧૮ મો

I go (આઈ ગો) હું જાઉંછું.
Thou go-est (ધાઉ ગોઇસ્ટ) તું જાયછે
He go-es (હી ગોઝ) તે જાયછે.
We go (વિ ગો) અમે જઈએછીએ.
You go (યુ ગો) તમે જાઓછો.
They go (ધે ગો) તેઓ જાયછે.
I went (આઈ વેન્ટ) હું ગયો.
Thou wentest (ધાઉ વેન્ટેસ્ટ) તું ગયો.
He went (હી વેન્ટ) તે ગયો.
We went (વિ વેન્ટ) અમે ગયાં.
You went (યુ વેન્ટ) તમે ગયાં.

They went (ધે ઉવેન્ટ) તેઓ ગયાં.
Some, part, all (સમ્, પાર્ટ્, ઑાલ) કંઈક, થોડુંક, સર્વ.
So much, so lit-tle (સો મચ, સો લિટલ) એટલુ બધું, એટલુ થોડું.
Ve-ry much, ve-ry lit-tle (વેરી મચ, વેરી લિટલ) પુષ્કળ, ઘણું થોડું.
How much? too much, (હાઉ મચ? ટૂ મચ) કેટલું બધું? પુષ્કળ.
How lit-tle? too lit-tle (હાઉ લિટલ? ટૂ લિટલ) કેટલું થોડું? ઘણુંજ થોડું.

Time (ટાઈમ્) s. વખત.
Hedge (હેડજ) s. ઝાડી.
Edge (એડજ) s. ધાર, કોર.
Pull (પુલ) v. ખેચવું.
End (ઍન્ડ) s. છેડો.
God (ગૉડ) s. ઈશ્વર.
Kind (કાઈન્ડ) a. દયાળુ.
Help (હેલ્પ) s. મદદ.
Bone (બોન) s. હાડકું.
Steal (સ્ટીલ) v. ચોરવું.
Thief (થીફ) s. ચોર.
Claw (ક્લૉ) s. પંજો.
Eye (આઇ) s. આંખ.
Lay (લે) v. મુકવું, પડવું.
Put (પુટ) v. મુકવું.
Sharp (શાર્પ) a. તીક્ષ્ણ.

હું શેહેરમાં ગયો. હું બાપુ સાથે ગયો. કેટલાંક જનાવર ઉપયોગી છે. હું તમારી સાથે જનાર નથી. આ ચોખા ઘણા સારા છે. પક્ષીઓ ઈંડા મુકેછે. જનાવરો જમીન ઉપર પડેછે. તમે માહારી સાથે આવતા ના. તે કુત્રાને નીચે સુવાડો. મુર્ખ જુઠું બોલેછે. ઘણો તાપ લાગેછે, માહરાથી દોડાતું નથી. રસોઈઆ, ભાત માહરી પાસે લાવ. તે ઝાડીની પછવાડે એક ચોર હતો. તમે તમારો ઘડો ફોડ્યોછે? તે બળદને કુવા પાસે જવાદો. તે કુત્રાને થોડું પાણી આપો. તે છોકરો દોડતો દોડતો પડી ગયો. તમે તેણીને દુધ કાં નહીં આપતા? કોઈ ચોર માહરા ચોખા ચોરેછે.

——0——

## Lesson XIX. ( 19 ) પાઠ ૧૯ મો.

Go-ing, gone (ગોઇન્ગ્, ગૉન) જતાં, ગયલું.
Tell-ing, told (ટેલિંગ, ટોલ્ડ) કહેતાં, કહેલું.
Speak-ing, spoken (સ્પીકિંગ, સ્પોકન) બોલતાં, બોલેલું.
Fall-ing, fall-en (ફૉલિંગ, ફૉલન) પડતાં, પડેલું.
Do-ing, done (ડુઈંગ, ડન્) કરતાં, કીધેલું.
Sell-ing, sold (સેલિંગ, સોલ્ડ) વેચતાં, વેચ્યું.
See-ing, seen (સીઈંગ, સીન) જોતાં, જોયલું.
Feel-ing, felt (ફીલિંગ, ફેલ્ટ) લાગતાં, લાગ્યું.
Be-ing, been (બીઈંગ, બીન) થતાં, થયું.
E-ver (એવર) *ad.* હમેશાં, કદાચ.
Ne-ver (નેવર) *ad.* કદી નહીં.
Not-ever (નૉટ-એવર) *ad.* કદી નહી.
Which-ever (હ્વિચ-એવર) *pron.* જે કંઈ.
Who-e-ver (હુ-એવર) *pron.* જે કોઈ, કોઈપણ.
What-e-ver (હ્વોટ-એવર) *pron.* જે કંઈ, જેટલું.
When-e-ver (હ્વેનેવર) *ad.* જ્યારે, ત્યારે.
Where-e-ver (હ્વેરએવર) *ad.* જ્યાંહાં, ત્હાંહાં.
Ei-ther (ઇધર) *pron.* બેમાંનું એક.
Nei-ther (નીધર) *pron.* બેમાંનું એકે નહીં.
Both (બોથ) *pron.* બેઉ.
O-bey (ઓબે) *v.* તાબે થવું.
Print-ing (પ્રિન્ટિંગ) *p. p.* છાપવાનો હુનર.
Writ-ing (રાઇટિંગ) *p. p.* લખવાની વિદ્યા.

Pen-cil (પેનસિલ્) *s.* પેનસિલ (પથરાની કે સુખડપેન.)
Schol-ar (સ્કૉલર) *s.* નિશાળીઓ.
Mast-er (માસ્ટર) *s.* શિક્ષક, મેહેતાજી.
Pa-per (પેપર) *s.* કાગળ.
Reed (રીડ) *s.* બરૂ.
Du-ty (ડયુટી) *s.* ધર્મ, ફરજ, જગાત.
Hon-est (ઑનેસ્ટ) *a.* પ્રમાણીક, સાચું.
Slate (સ્લેટ) *s.* સ્લેટ (પરથ પાટી).
English (ઇંગ્લીશ) *a.* ઈંગ્રેજી.
Read-ing (રીડિંગ) *p. p.* વાંચતાં.
Les-son (લેસન) *s.* પાઠ, ધડો.
Ink (ઇન્ક) *s.* શાઈ, રૂશનાઈ.
Fair-ly (ફેર્લી) *ad.* સારી રીતે, સુધારીને.

તમે જે જે કરો તે સઘળું સાચું કેહેજો. જ્યારેથી તમે નિશાળે જાઓ, ત્યારે તમારી ચોપડીઓ સાથે લેજો. તમારા ગુરૂની આજ્ઞા માનો અને તમારો પાઠ બરોબર તૈયાર કરો. તમારી સ્લેટ ઉપર પથરાની પેનસિલથી લખો. કાગળ ઉપર સાઈ અને બરૂની કલમથી લખો. કેટલાક વિદ્યાર્થીઓ વાંચેછે અને કેટલાક લખેછે. મને કલમ, સાઈ અને કાગળ આપો જેથી હું લખું. માહરી પાસે કલમ અથવા કાગળ બેમાંનું એકે નથી. તમો ઈંગ્રેજી અક્ષરો કલમથી છાપી શકશો? તેની પાસે કલમ અને સીસાપેન બેઉ છે. તમો ઈંગ્રેજી લખવાને શિખવા જાવોછો? બાપુને કલમ કે સીસાપેન બેમાંથી એક આપો. સારા વિદ્યાર્થી પોતાના ગુરૂની આજ્ઞા પાળેછે. મેં માહરો બળદ ગોવિંદને વેચ્યોછે. તમે જ્યાં જ્યાં હોવો ત્યાં પ્રમાણીક અને ખરા બોલનાર થજો. તમે લખતાં શી-

ખોછો? કે છાપતાં શીખોછો, કે બેઉ? તમે કદી ઘુવડ પક્ષી જોયુંછે? મે કદી સમુદ્ર અથવા વહાણ જોયું નથી. જે કલમ તમને ગમે તે તમે લ્યો. તે લાઇ છે કે લ છે, કયો છે તે હું જાંણતો નથી. તે કયો (શબ્દ) છે તે મને કહો; ટૂ કે ટુ? અગાઉ કદી મને આવો તાપ લાગ્યો ન હતો. જો તમારી ઇચ્છા ન હોય તો હું શેહરમાં કદી જનાર નથી.

—o—

## LESSON XX. ( 20 ) પાઠ ૨૦ મો.

Way (વે) *s.* રસ્તો.
Kite (કાઇટ) *s.* પતંગ, સમડી.
Tea (ટી) *s.* ચાહ.
Dig (ડિગ) *v.* ખોદવું.
Iron (આયર્ન) *s.* લોખંડ.
Bit (બિટ) *s.* કુટકો.
Cut (કટ) *v.* કાપવું.
Cheat (ચીટ) *v.* ઠગવું.
Get (ગેટ્) *v.* મેળવવું.
Got (ગૉટ) *v.* મેળવ્યું.
Sit (સિટ્) *v.* બેસવું.
Sat (સૅટ) *v.* બેઠો.
Lie (લાઇ) *v.* પડી રેહેવું.
Lay (લે) *v.* પડવું.
Lay (લે) *v.* મુકવું.
Laid (લેડ્) *v.* મુક્યું.
For-bid (ફરબિડ) *v.* મના કરવી.
For-bade (ફરબેડ) *v.* મનાકરી.

તેણે એક ઈંડું માંગ્યું શું? તે ઊંદર પછવાડે તે કુત્તાને દોડતાં મેં જોયો. પેલી ટેકરી ઉપરથી મને આ પક્ષી મળ્યું. તે પક્ષીએ છ ઈંડાં મુક્યાં. ખરાબ રસ્તાનાં પરિણામ ખરાબજ થાયછે. તે ઘુવડ ઝાડ ઉપર બેઠું. ઇશ્વરનો કાયદો પવિત્ર છે. તાપ ઘણો સખત હતો. ચાહ એ એક ઝાડનું પાતરૂં છે. વરસાદ આખી રાત પડ્યો. ઇશ્વરે કાન આપ્યાછે: તે શું સાંભળશે નહીં? પરમેશ્વરે આંખો આપી છે: તે શું જોશે નહીં? તે માણસ નિશાળના દરવાજા આગળ બેઠો. લોખંડ સારૂ

માણુસો ખાણો ખણેછે. આ ઝાડી કાપવામાં મને મદદ કરો. મેં તેને જતો રહેવાને કહ્યું. બીલાડીની પુછડી તાણ્યાથી તેને દુખ થાયછે. બીલાડીની પુછડી તાણવાને તમને હું મનાકરૂછું. સર્વે મણુષ્ય ઉપર દયા રાખજો. મધમાખો મધ કરેછે. સમડીના પંજા તીક્ષણ હોયછે. તે તમને ઈજા કરશે. ઠગશો અથવા ચોરી કરશો નહીં. પછી કુત્રો નાહસી ગયો. તે છોકરો ટેકરી ઉપર દોડી ગયો. સર્વ હાડકામાં ચુનો હોયછે.

---

## Lesson XXI. ( 21 ) પાઠ ૨૧ મો.

Eat (ઈટ) *v.* ખાવું.
Ate (એટ) *v.* જમ્યું, ખાધું.
Drink (ડ્રિંક) *v.* પીવું.
Drank (ડ્રૅન્ક) *v.* પીધું.
Leave (લીવ) *v.* છોડવું.
Left (લેફ્ટ) *v.* છોડ્યું, મુકયું.
Fly (ફ્લાઈ) *v.* ઉડવું.
Flew (ફ્લ્યુ) *v.* ઉડયું.
Loud (લાઉડ) *ad.* મોહટેથી.
O'clock (ઓક્લૉક) *s.* વખત, કલાક.
Wheat (ઉ૦હીટ) *s.* ઘહું.
Fresh (ફ્રેશ) *a.* મીઠું, તાજું.
Cow (કાઉ) *s.* ગાય.
Salt (સૉલ્ટ) *s.* નીમક, મીઠું.
Grain (ગ્રેન) *s.* અનાજ.
Young (યંગ) *a.* તરૂણ, જુવાન.
Oil (ઑઇલ) *s.* તેલ.
Hurt (હર્ટ) *v.* દુઃખ દેવું.
Stow (સ્ટો) *s.* જથ્થા.
Lamp (લૅમ્પ) *s.* દીવો, દીપક.
Kid (કિડ) *s.* બકરીનું બચ્ચું.
New (ન્યુ) *a.* કોરૂં, નવું.
Stops (સ્ટૉપ્સ) *v.* અટકાવેછે.
Tooth (ટૂથ) *s.* દાંત.
Shout (શાઉટ) *v.* પોકાર, બોરડવું.
Old (ઓલ્ડ) *a.* જૂનું, ઘરડું.
Woe (વો) *s.* દુઃખ.
Flour (ફ્લોર) *s.* લોટ, આટો.
Mind (માઈન્ડ) *s.* મન, ચીત.
Show (શો) *v.* દેખાડવું.
Sheet (શીટ) *s.* કાગળ, તાવ.
Clearly (ક્લીઅર્લી) *ad.* સ્વચ્છ, સફાઈદાર.

એ મછવો દાણાથી ભરો. તે બીલાડી સઘલું દુધ પી ગઈ. સમુદ્રનું પાણી ખારૂં છે. તે વખતે તે વાહણ કીનારાની નજીક હતું. હળવાને એ બકરીનું નાહનું ખચ્ચું છે. સઘળા છોકરા નિશાળમાંથી ગયાછે. પાપ એ ઘણા દુઃખનું કારણ છે. સર્વ મધમાખીઓ ઉડી ગઈછે. છ વાગ્યાછે. સાત વાગવાની તૈયારી છે. કેવું સુંદર નવું પુસ્તક? મને તમારી ચોપડીમાં જોવા દેઓ. આટો ઘહુનો થાયછે. ઘહુ ખાવાને સારા છે. દીવામાં તેલ રેડો. પેલા દીવામાં વધારે તેલ નાખો. તમે જે વાંચો તેનો વિચાર કરો. તમારો આવાજ નરમ પાડતા ના. તમારી ટાંપ ઉપર નજર રાખો. કિનારો એ જમીન છે. તે બલદે કૂવા આગલ થોડું પાણી પીધું. વરસાદનું પાણી મીઠું હોયછે. તે કુવામાંથી થોડું પાણી લાવો. દેડકાને ઇજા કરતા નહીં. મધમાખીઓ ઝાડ ઉપર ઉડી ગઈ. ઈશ્વર સર્વનું ભલું કરેછે. મધમાખીઓને જે ઇજા કરેછે તેને તે દંખેછે. નિશાળે જવાની વખત થઇછે. કેટલા વાગ્યાછે? મને તમારૂં નવું પુસ્તક દેખાડો. કેવુ શોભીતું પુસ્તક છે! ગાયમાંથી આપણને દુધ મળેછે. તેલ આપણને ઉપયોગી છે શું? આસ્તે અને સ્પષ્ટ વાંચો. આ દીવામાં તેલ નામતા નહીં. વાંચતાં ઓરડતા નહી. પાઠ ફરીથી વાંચો. હવે તમારી ચોપડી બંધ કરો.

---

## LESSON **XXII.** ( **22** ) પાઠ ૨૨ મો.

| | |
|---|---|
| Barks (બાર્કસ) *v.* ભસેછે. | Hog (હૉગ) *s.* ડુક્કર. |
| Purrs (પર્સ) *v.* મીઆંઉ મીઆંઉ કરેછે. | Grunts (ગ્રંટસ) *v.* ગુરગુર કરેછે. |
| Sheep (શીપ) *s.* મેંઢા. | Lion (લાયન) *s.* શિહ. |
| Bleats (બ્લીટસ) *v.* બેંબેં કરેછે. | Roars (રોર્સ) *v.* ગર્જના કરેછે. |
| Lows (લોઝ) *v.* બરાડેછે. | Bear (બેર) *s.* રીંછ. |

Growls (ગ્રાઉલ્સ) *v.* ધુરકેછે.
Cock (કૉક) *s.* મુરઘો.
Crows (ક્રોઝ) *v.* વાસેછે.
Owl (આઉલ) *s.* ઘુવડ.
Hoots (હુટસ) *v.* ગુરર કરેછે.
Sparrow (સ્પેરો) *s.* ચકલી.
Chirps (ચર્પ્સ) *v* ચીંચીં કરેછે.
Horse (હૉર્સ) *s.* ઘોડો.
Neighs (નેઝ) *v.* ખંખારેછે.
Ass (ઍસ) *s.* ગધેડો.
Brays (બ્રેઝ) *v.* ભુંકેછે.
Mouse (માઉસ) *s.* ઉંદર.
Squeaks (સ્કીક્સ) *v.* ચુંચું કરેછે.
Bull (બુલ) *s.* ગોધો.
Bellows (બેલોઝ) *v.* ખરાડેછે.
Snake (સ્નેક) *s.* સાપ.
Hisses (હિસીઝ) *v.* ફુફાટા મારેછે.
Frog (ફ્રૉગ) *s.* દેડકો.
Croaks (ક્રોક્સ) *v.* કક કરેછે.
Bee (બી) *s.* મધમાખ.
Hums (હમ્સ) *v.* ગુણગુણ કરેછે.
Jackal (જેકાલ) *s.* શીઆળ.
Howls (હાઉલ્સ) *v.* પોકારેછે.
Quite (ક્વાઇટ) *ad.* તદ્દન, કેવળ.
Quiet (ક્વૉઍટ) *a.* ચુપચુપ.

Qui-et-ly (ક્વૉઍટલિ) *ad.* મુગું-
મુગું, ચુપચુપ.
Idle (આઇડલ) *a.* આળસુ, સુસ્તી.
Builds (બિલ્ડ્ઝ) *v.* બાંધેછે.
Nests (નૅસ્ટસ) *s.* માળા.
Ants (ઍન્ટસ) *s.* કીડીઓ.
Food (ફુડ) *s.* ખોરાક.
Girls (ગર્લ્સ) *s.* છોકરીઓ; છોડીઓ.
Work (ઉવર્ક) *v.* કામ કરવું.
Right (રાઇટ) *s.* હક.
Love (લવ) *v.* ચાહવું.
Sleep (સ્લીપ) *s.* ઊંઘ.
Lest (લેસ્ટ) *conj.* નહીંતો.
Want (વૉન્ટ) *s.* ગરજ, તંગી.
Come (કમ) *v.* આવવું.
Every (ઍવરિ) *a.* દરેક, પ્રત્યેક,
એકેક.
Boys (બૉયઝ) *s.* છોકરા.
Bids (બિડઝ) *v.* ફરમાવેછે, કહેછે.
Teacher (ટીચર) *s.* શિખવનાર,
મેહેતાજી.
Talk (ટૉક) *v.* વાત કરવી.
Play (પ્લે) *v.* રમવું.
Clean (કલીન) *a.* સ્વચ્છ, સાફ.
Clothes (ક્લોધઝ) *s.* કપડાં, વસ્ત્ર.

Hands (હેન્ડસ્) *s.* હાથ.
Place (પ્લેસ) *s.* જગા.
During (ડ્યુરિંગ) *pre.* અંદર, માં.
Lesson (લેસન) *s.* પાઠ, ધડો.
Lounge (લાઉનજ) *v.* નકામો-આળશુ પડી રેહવું.
Seat (સીટ) *s.* બેઠક, જગા.

કુત્રો ભસેછે. બીલાડી મ્યાઉ મ્યાઉ કરેછે. મેંઢાં બેં બેં કરેછે. ગાય બરાડેછે. ડુક્કર ગુર ગુર કરેછે. સિંહ ગરજના કરેછે. રીછ ધુરધુરેછે. મરઘો કુકડે કુક બોલેછે. ઘુવડ પોકારેછે. ચલીઆં ચુ ચુ કરેછે. ઘોડો ખંખારેછે. ગધેડો ભુંકેછે. ઉંદર ચીં ચીં કરેછે. ગોધો બરાડેછે. સર્પ ફુંફાટા મારેછે. દેડકો ડરાંવ ડરાંવ કરેછે. મધમાખી ગુણગુણેછે. શિયાળ હુકી હુકી કરેછે.

નિશાળમાં આપણે આળશુ થવું નહી જોઇયે. પક્ષીઓ પોતાના માળા બાંધેછે; શું તેઓ આળસુ છે? કીડીઓ ખોરાક એકઠો કરેછે; તેઓ આળસુ નથી. શું છોકરા અને છોકરીઓએ આળસુ થવું જોઇએ? જે કોઈ કામ કરશે નહી તેને ખાવાનો અધિકાર નથી. ઉંઘ ઉપર પ્રીતે રાખતા ના, નહીંતો દરિદ્રતા તમોને આવશે. દરરોજ નિશાળે આવજો. છોકરાની માફક છોકરીઓને શીખવુ જોઇએ. તમારો શિક્ષક તમોને કહે તે પ્રમાણે કરો. નિશાળમાં વાત કરતા કે રમતા નહીં. નિશાળમાં સ્વચ્છ લુગડાંએ તથા હાથે આવજો. પાઠની વખતે તમારી જગ્યા ઉપર ચુપચુપ રીતે બેસજો. તમારી જગ્યા ઉપર નકામાં બેસતાં નહી.

---

## Lesson XXIII. ( 23 ) પાઠ ૨૩ મો.

Men (મેન) *s.* માણસો.
Tree (ટ્રી) *s.* ઝાડ, વૃક્ષ.
House (હાઉસ) *s.* ઘર.
Stones (સ્ટોનસ) *s.* પથરા પથરો.
Tank (ટેન્ક) *s.* તળાવ.
Rain (રેન) *s.* વરસાદ.

Eyes (આઇઝ્) s. આંખો.
Mouth (માઉથ) s. મોહોડું, મુખ.
Walk (વૉક) v. ચાલવું, ફરવું.
Feet (ફીટ) s. પગો.
Rags (રેગસ) s. ચિથરાં.
Sand (સેન્ડ) s. રેતી.
Flint (ફ્લિન્ટ) s. ચકમક.
Bricks (બ્રીક્સ) s. ઈંટો, ઈંટરડીઓ.
Clay (ક્લે) s. મટોડું.
Burnt (બર્નટ) p. બાળેલું, પકાવેલું.
Mortar (મૉર્ટર) s. ખરચી ચુનો.
Chunam (ચુનેમ) s. ચુનો.
Drying (ડ્રાઈંગ) p. p. શુકવતાં.
Copper (કૉપર) s. ત્રાંબુ.
Pots (પૉટસ) s. વાસણ.
Iron (આયર્ન) s. લોહોડું.
Knives (નાઇવ્સ) s. ચાકુઓ.
Lead (લેડ) s. સીસું.
Bullets (બુલેટસ) s. ગોલીઓ.
Gold (ગોલ્ડ) s. સોનું.
Silver (સીલવર) s. રૂપું.
Ornaments (ઓરનમેન્ટસ) s. ઘરે-
ણાં, દાગીનાં.
Dug up (ડગ અપ) v. ખોદી કાઢયું.
Earth (અર્થ) s. પૃથ્વી, જમીન.

Called (કૉલ્ડ) v. કહેછે; કહેવાયછે.
Metals (મેટલ્સ) s. ધાતુઓ.
Use (યુસ) s. કામ, ઉપયોગ.
Cotton (કૉટન) s. રૂ, કાપુસ.
Silk (સિલ્ક) s. રેસમ.
Wool (વુલ) s. ઉન.
Leather (લેધર) s. ચામડું.
Names (નેમ્સ) s. નામો.
Know (નો) v. જાણવું.
Wood (વુડ) s. લાકડું; જંગલ.
Chairs (ચેર્સ) s. ખુરસીઓ.
Tables (ટેબલ્સ) s. મેજો.
Is employed (એમપ્લોયડ) v. કામે
લગાડેછે.
Building (બીલડીંગ) p. p. બાંધવું.
Houses (હાઉસીસ) s. ઘરો, મકાનો.
Any (એની) a. હરેક.
Other (અધ્ર્ર) a. બીજું.
Purpose (પર્પઝ) s. કારણ, કામ.
Tiles (ટાઇલ્સ) s. નળીયાં.
Dammer (ડમર) s. દામર.
Rosin (રોઝિન) s. રાલ.
Pitch (પિટચ) s. તાર.
Many (મેનિ) a. ઘણી.
Ignorant (ઇગ્નરંટ) a. અજાણ્યાં,
અગ્નાન.

માણસો પેટી બનાવી શકે છે, શું તેઓ ઝાડ બનાવી શકશે? માણસો ઘેર બાંધી શકેછે; શું તેઓ પથરા બનાવી શકશે! માણસો તળાવ ખોદી શકેછે; શું તેઓ વરસાદ વરસાવશે? ઝાડો, પથર, વરસાદ, અને માણસો કોણે કીધાં? આપણે આપણી આંખોથી જોઈએ છીએ. આપણે આપણા કાનોથી સાંભળીએ છીએ. આપણે આપણા મોહડાથી બોલીએ છીએ. આપણે આપણા પગથી ચાલીએ છીએ. આપણી આંખો અને કાન, આપણું મોહડું અને હાથ તથા પગ કોણે કીધા? કાગળ ચીથરાના બનેછે. કાચ રેતી અને ચકમકના કરેછે. ઈંટ માટીની કરીને શેકેછે. ખરચીચુનો ચુનો અને પાણીનો કરેછે. સમુદ્રનું પાણી શુકાવીએ તો નીમખ થાએછે. તાંબાના વાસણ બનાવેછે. લોખંડની ચાકુઓ બનાવેછે. સિસાની ગોળીઓ બનાવેછે. સોના અને રૂપાના ડાગીના બનાવેછે. સોનું, રૂપું, સીસું, લોખંડ અને ત્રાંબુ એ જમીનમાંથી ખોદી કાહડેછે. તેઓને ધાતુ કેહેછે. રૂનો શું ઉપયોગ છે? રેશમનો ઉપયોગ શું તે તમે મને કહી શકશો? ઉન શા કામમાં આવેછે તે તમે જાણોછો? ચામડાની શું શું વસ્તુ કરેછે? લાકડાની બનાવેલી જે જે વસ્તુઓ તમે જાણતા હોય તે સઘળાંના નામ કાગળ ઉપર લખો. ખુરશીઓ, મેજો, દરવાજા, પેટી એ લાકડાના બનાવેલાં હોય છે. પથરા સારાં ઘેરો બાંધવામાં કામે લગાડેછે. બીજા કોઈબી કામમાં તે ઉપયોગમાં આવેછે શું? નળીઆં શાના બનાવેછે! અને તે કેમ બનાવેછે? ડામર, રાળ અને તાર એ શું છે! જુઓ તમોને માલમ નથી એવી ઘણી વસ્તુઓછે. તમે હાલ ઘણી વસ્તુઓથી અણજાણ્યાછો. નિશાળે આવો અને તમે એ વસ્તુઓ વિષે શીખશો.

—0—

# Lesson XXIV. ( 24 ) પાઠ ૨૪ મો.

Gold (ગોલ્ડ) *s.* સોનું, સુવર્ણ.
Yellow (યલ્લો) *a.* પિળું.
Brass (બ્રાસ) *s.* પિત્તલ.
Lemons (લેમન્સ) *s.* લિંબુઓ.
Sepoy's (સિપૉયસ) *s.* સીપાઈનો.
Coat (કોટ) *s.* ડગલો; અંગરખો.
Red (રેડ) *a.* લાલ, રાતું.
Scarlet (સ્કાર્લેટ) *a.* લાલ.
Most (મોસ્ટ) *a.* ઘણું ખરૂં.
Roses (રોઝિસ) *s.* ગુલાબનાં ફુલો.
Pink (પિન્ક) *a.* ગુલાબી.
Light (લાઇટ) *a.* હલકો, ખુલ્લો.
Crimson (ક્રીમસન) *a.* કીરમજી.
Grass (ગ્રાસ) *s.* ઘાસ.
Green (ગ્રીન) *a.* લીલું.
Hair (હેર) *s.* બાલ, વાળ.
Young (યંગ) *a.* જુવાન.
Hindoos (હીંદુઝ) *s.* હીંદુઓ.
Englishmen (ઈંગ્લિશમેન) *s.* ઈંગ્રેજો, ઈંગ્લંડના રેહેવાશી.
Brown (બ્રાઉન) *a.* તપખીરી, બદામી રંગનું.
Black (બ્લાક) *a.* કાળું.

Silver (સીલવર) *s.* રૂપું.
White (હ્વાઇટ) *a.* સફેદ.
Cotton (કોટન) રૂ.
Sky (સ્કાઈ) *s.* આકાશ, આસમાન.
Blue (બ્લ્યુ) *a.* આસમાની.
Ripe (રાઇપ) *a.* પાકેલાં.
Figs (ફિગઝ) *s.* અંજીરો.
Purple (પર્પલ) *a.* જાંબલું.
Camels (કૅમલ્સ) *s.* ઉંટો.
Colours (કલર્સ) *s.* રંગો.
Business (બિઝનેસ) *s.* કામ, ધંધો.
Dyer (ડાયર) *s.* રંગરેજ, રંગારો.
Beautiful (બ્યુટિફુલ) *a.* ખુબસુરત.
Stuffs (સ્ટફસ) *s.* કપડ, વસ્તુ.
Carpenter (કારપેન્ટર) *s.* સુથાર.
Teak (ટીક) *s.* સાગનું લાકડું.
Jack-wood (જૅકવુડ) *s.* ફનસનું લાકડું.
Babul (બાબુલ) *s.* બાવળ.
Oak (ઓક) *s.* ઓક લાકડું.
Backsmith (બ્લૅકસ્મિથ) લુહાર.
Works (વર્કસ) *v.* કામ કરેછે.
Furnace (ફર્નેસ) *s.* ભઠ્ઠી, ચુલો.

Bellows (બૅલોઝ) *s.* ધમણ.
Heavy (હેવી) *a.* ભારે, વજનદાર.
Hammers (હૅમર્સ) *s.* હથોડા.
Weaver (ઉવીવર) *s.* વણકર, સાલવી.
Cloth (કલૉથ) *s.* કપડું.
Loom (લુમ) *s.* સાળ, કપડાનો સાંચો.
Potter (પૉટર) *s.* કુંભાર.
Vessels (વેસલ્સ) *s.* વાસણો.
Wheel (વીલ) *s.* ચાક.
Arts (આર્ટસ) *s.* હુનર.
Famous (ફેમસ) *a.* વખાણાયલું.
Skill (સ્કીલ) *s.* ચતુરાઈ.
Steam-engine (સ્તીમએનજીન) *s.* વરાલ યંત્ર.
Write (રાઈટ) *v.* લખવું.
Account (અકાઉંટ) *s.* હેવાલ, વર્ણન.
Railway (રેલવે) *s.* આગગાડી.
Travel (ટ્રૅવલ) *v.* મુસાફરી કરવી.
Quickly (ક્વિક્લિ) *ad.* ઉતાવળથી, જલદીથી.
Twenty (ટવેન્ટિ) *a.* વીસ, ૨૦.
Thirty (થર્ટિ) *a.* ત્રીસ, ૩૦.
Koss (કોસ) *s.* કોસ, ગાઉ.
Hour (અવર) *s.* કલાક, તાસ.
Bullock (બુલક) *s.* બળદ.
Cart (કાર્ટ) *s.* ગાડું.
Hardly (હાર્ડ્લિ) *ad.* કઠણાઈથી.
Two (ટુ) *a.* બે, ૨.
Same (સેમ) *a.* સરખું, બરોબર.
Com-mer-cial (કમર્શિઅલ) *a.* વેપાર સંબંધી.
Affairs (અફેર્સ) *s.* કામ.
Money (મનિ) *s.* પૈસો.
Merchant (મર્ચન્ટ) *s.* વેપારી.
Saves (સેવ્સ) *v.* બચાવેછે.
Saved (સેવ્ડ) *p.* બચાવ્યું, સાચવ્યું.
Even (ઈવિન) *ad.* પણ, બી.
Valuable (વૅલ્યુએબલ) *a.* કિંમતી.
Waste (ઉવેસ્ટ) *v.* ખોવું.

સોનું પીળુંછે, તેમજ પીત્તળ, તેમજ લીંબુછે. શિપાઈનો ડગલો રાતો અથવા ખુલ્લો લાલ હોયછે. ઘણાએક ગુલાબ ગુલાબી રંગના હોયછે. ગુલાબી એ ખુલ્લો કીરમજી છે. ઘાસ લીલું છે. બુઢ્ઢાં માણસના વાળ પાકેલા હોયછે. જુવાન હીંદુઓના વાળ કાળા હોયછે. કોઈક ઈંગ્રેજના વાળ રતારાવાળા હોયછે, કોઈકના કાળા રતારાવાળા અથવા કોઈકના કાળાબી

હોયછે. રૂપું શફેદ છે, તેમજ રૂપી છે. ખુલ્લું આકાસ આંસમાની હોયછે. પાકેલાં અંજીર જાંબુરા રંગનાં હોયછે. ઊંટા તપખીરીઆ રંગના હોયછે. રાતો, આસમાની, તથા પીળો એ રંગછે. વસ્તુઓને સુંદર રંગ દેવો એ રંગારાનો ધંધોછે. સુથાર લાકડાનું કામ કરેછે જેવાંકે સાગવાન, ફણુસ, બાવલ, ઓક, અને ફર. લુહાર લોખંડનું કામ બઠી, ધમણ અને ભારે હથોડાથી કરેછે. વણકર શાલથી કાપડ બનાવેછે. કુંભાર ચાક ઉપર મટોડીના વાસણો કરેછે. આ સર્વ કળા (હુનર) આપણને ઘણી ઉપયોગી છે. ઈંગ્રેજો ઉપયોગી હુનરની ચતુરાઈ વિષે પ્રખ્યાત છે. તમે કદી વરાળયંત્ર જોયુંછે? લોખંડની સડકનો ઇતિહાસ તમે કહી શકશો? રેલવેથી આપણે ઘણી જલદીથી મુસાફરી કરીએછિએ. આપણે રેલવેથી એક કલાકમાં વીસ અથવા ત્રીસ કોસની મુસાફરી કરીએછૈએ. બળદની ગાડીમાં તેટલાજ વખતમાં બે કોસ ભાગ્યે પોંહચી શકીએ. વેપારના કામમાં વખત એ પૈસો છે. જે વેપારીએ વખત બચાવ્યો તેને પૈસા બચાવ્યા બરાબર છે. પૈસો બચાવ્યો તેજ પૈસો મેલવ્યા બરાબર છે. પૈસા કરતાંબી વખત ઘણો કીમતી છે. માટે નિશાળમાં તમારો વખત ગુમાવતા નહીં.

—o—

## LESSON XXV. (25) પાઠ ૨૫ મો.

India (ઈન્ડિઆ) *s.* હીંદુસ્થાન, ભરતખંડ.
Hindustan (હિંદુસ્તાન) *s.* હિંદુસ્તાન.
British (બ્રિટિશ) *a.* ઈંગ્રેજી.
Chief (ચીફ) *a.* મુખ્ય.
City (સિટિ) *s.* શેહેર.
Calcutta (કલકત્તા) *s.* કલકત્તા.
East (ઇસ્ટ) *s.* પૂર્વ.
Greatest (ગ્રેટેસ્ટ) *a.* સઉથી મોટું.
South (સાઉથ) *s.* દક્ષિણ.
Bombay (બૉમ્બે) *s.* મુંબઈ.
Western (વેસ્ટર્ન) *a.* પશ્ચિમનું.

**Presidency** (પ્રૅસિડેનસિ) *s.* ઈલાકો.
**Officer** (ઑફીસર) *s.* અમલદાર.
**Governor** (ગવર્નર) *s.* હાકેમ, સુબો.
**President** (પ્રૅસીડન્ટ) *s.* પ્રમુખ.
**Council** (કાઉનસિલ) *s.* કચેરી.
**England** (ઈંગ્લંડ) *s.* ઈંગલાંડ.
**Native** (નેટિવ) *s.* જન્મ દેશનું, સ્વદેસી.
**Country** (કન્ટ્રી) *s.* દેશ.
**Europe** (યુરોપ) *s.* યુરોપ ખંડ.
**Asia** (એશીઆ) *s.* એશીઆખંડ.
**Ruler** (રૂલર) *s.* રાજ્ય કર્તા.
**Queen** (ક્વીન) *s.* રાણી.
**Vic-to-ria**(વિક્ટોરિયા)*s.* વિક્ટોરિયા.
**Empress** (એમપ્રેસ) *s.* કેસરેહીંદ.
**Countries** (કનટ્રીઝ) *s.* દેશો.
Anthority (ઑથોરીટી) *s.* સતા.
Parsees (પાર્સીસ) *s.* પારસીઓ.
Musalmans (મુસલમૅન્સ) *s.* મુસલમાનો.
Subjects (સબજેક્ટસ) *s.* રૈયત.
Wise (વાઇઝ) *a.* ડાહ્યા.
Councillors (કાઉનસીલરસ) *s.* સલાહ આપનારા.
Treasures (ટ્રેઝર્સ) *s.* ખજાનો.
Numerons (ન્યુમરસ) *a.* અગણિત.
Armies (આર્મીઝ) *s.* લશકર.
Under (અંડર) *prep.* નીચે, તળે.
Justice (જસ્ટિસ) *s.* ન્યાય, ઈનસાફ.
Mercy (મરસી) *s.* દયા, કરૂણા.
Honour (ઑનર) *v.* માન આપવું.
Obey (ઓબે) *v.* તાબે થવું.

આપણે ભરતખંડ અથવા હિંદુસ્તાનમાં રહીએછીએ. હિંદુસ્તાનના કંઈક ભાગને બ્રિટીશ ઈંડિયા કહેછે. હિંદુસ્તાનનું મુખ્ય શેહેર કલકત્તા છે. કલકત્તા હિંદુસ્તાંનની પુર્વે ઘણુ દુર છે. મદ્રાસ હિંદુસ્તાનની દક્ષિણે સર્વથી મ્હોટું શેહેર છે. હિંદુસ્તાનની પશ્ચિમે મુંબઈ એ સર્વેથી મ્હોટું શેહેરછે, કે જેમાં આપણે રહીએછીએ. આ પશ્ચિમ તરફના દેશને મુંબઈ ઈલાકો કહેછે. મુંબઈ શેહેરમાં એક મ્હોટો અમલદાર છે કે જેને ગવર્નર અને કૌન્સિલનો પ્રમુખ કેહેછે. ઈંગ્લંડ જે ઈંગ્રેજોની જન્મભુમી છે ત્યાંથી ગવરનર આવેછે. યુરોપ અને એશીઆની પશ્ચિમે ઈંગ્લડ દેશ છે. ઈંગ્લંડનું રાજ્ય કરતા રાણી

છે કે જેનું નામ વિક્ટોરિઆ છે. રાણીને વળી કેશરેહીંદ પણ કહેછે. ઈંગલંડની રાણી પૃથ્વિ ઉપરના સઘલા ભાગોમાં પુષ્કળ દેશોપર રાજ્ય કરેછે. મુંબઈમાં ગવર્નરને તેણે અધિકાર આપ્યોછે. આ દેશના જે ભાગને બ્રિટિશ ઈન્ડિયા કેહેછે તેમાના સર્વ ઈંગ્રેજો, હિંદુઓ, પારશીઓ તથા મુસલમાનો એ વિક્ટોરીઆ રાણીની પ્રજા છે. વિક્ટોરિઆ રાણી ઈંગ્લંડમાં રહેછે. તેની પાસે ઘણા મંત્રીઓ છે, પુષ્કળ દોલત છે, તથા બહુ લશકર છે અને ઘણાક વહાણ છે. તેના રાજ્યમાં ન્યાય અને દયા છે. રાણીને તથા તેના હાથ નિચેના જેને અધિકાર મળ્યોછે તે સઘલાને માન આપો, અને તેના હુકમને તાબે થાઓ.



# જાહેર ખબર.

## મુંબઈના કાલકાદેવીને રસ્તે રામવાડી પાસે ઈશાવરદાશ લાયબ્રેરી.

ઉપર લખેલા નામનો દુકાનેથી સર્વે જાતની ઈંગ્રેજી, ગુજરાતી, વીગરે ભાષાની સ્કુલ બુકો, દીક્ષનરીઓ, એટલાસો, કાપીબુકો, રમુજી વાર્તાની બુકો, રસીક ગાયનની બુકો, વીગરે ઘણી જાતની તરેહવાર બુકો, રોકડી કીમતે વેચાતી મળશે.

એ દુકાને કોઈબી સાહેબોની પોતાની છપાયેલી બુકો કમીશને વેચવા રાખવી હોય તેઓએ ખુશીથી મોકલી રસીદ મંગાવી લેવી. તેનું વેચાણ થયાથી કમીશન કાપીને તુરત નાણા આપવામાં આવશે.

રકમબંધ ચોપડી ખરીદ કરનારને ચોપડીઓનું લીસ્ટ મુફત તથા કમીશન સારૂં આપવામાં આવશે.